ગુજરાત નીતિ પ્રબોધક નાટક

મંડળીને માટે. 

# मोहन मूक्ता नाटक.

[ગાયનો.]

બનાવી પ્રસિદ્ધ કરનાર.

વનમાલી લાધાભાઈ મોદી.

અધિપતિ "હિંદુસ્તાન"—અમદાવાદ.

——ooo——



મુલ્ય બે આના.

અમદાવાદ "હિંદુસ્તાન" પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. ભોગીલાલ મનસુખરામે છાપ્યું.

સન ૧૮૯૧

૪૮૬૬

# अर्पण पत्रिका

મેહેરબાન સ્વદેશપ્રેમી.—

રા. રા. શામરાવ પરભુદાસ દલાલ.

વિવિંગ માસ્તર—નડીઆદ.

મહાશય!

દેશોન્નતિના જે જે પ્રકારો છે, તેમાંનો "નાટયકળા" એ પણ એક પ્રકાર છે, એમ આપ માનો છો; ભાષા અને પ્રજાની સુધારણા માટે યત્નવાન રહો છો; વળી સદાચારી પુરૂષરત્ન છતાં રસજ્ઞ-પ્રેમીજન છો; મારા નિત્યક્રમમાં મને આગળ વધેલો જોવાને રાજી-મારા હિતચિંતક છો; મારા પ્રત્યે અમિદૃષ્ટિ અને પ્રીતિ રાખો છો; ઇત્યાદિ કારણોને લીધે આ લઘુ પુસ્તક આપને સમર્પણ કરી અત્યાનંદ પામ્યા વિના રહેતો નથી.

સેવક,

**વનમાળી લાધાભાઈ મોદી.**

અધિપતિ "હિંદુસ્તાન"

# કથન.

અત્યાર સુધી મારા તરફથી જે જે પુસ્તકો પ્રકટ થયેલાં છે, તે મેં નિબંધ અને વાર્તા રૂપેજ બનાવેલ છે; પરંતુ નાટય પ્રયોગ–બરોબર રીત્યે ભજવી શકાય, એવું પુસ્તક પ્રકટ કરવાનો તો મને આ પેહેલ વેહેલોજ પ્રસંગ મળ્યો છે. આ નાટય પ્રયોગનો તમામ (ગદ્યપદ્યાત્મિક) ભાગ જાહેરમાં મૂકવાની અનુકુળતા પર અત્યારે દુર્લક્ષ દાખવવું પડયું છે; તેનું કારણ બીજું કંઇજ નહીં પણ "પ્રેમરાય અને પ્રેમગવરી" એ નામની મારી બનાવેલી વાર્તા પરથીજ આ નાટય પ્રયોગ બનાવી કઢાડવામાં આવેલો છે. જ્યારે મૂળ વાર્તાએ સારી લોકપ્રિયતા મેળવેલી છે, જ્યારે તેની સેંકડો નકલો વિના યત્ને ખપી જાય છે, ત્યારે તેનાજ કથાનકથી રચાયલો આ પ્રયોગ મારા શ્રમનું સાર્થક કરે તો ખચિત તે બનવા જોગ સંજોગ છે.

રા. રા. કલ્યાણજી રણછોડજી વ્યાસથીજ "નાટયકળા" વિષે મન પ્રગલ્ભતાને પામ્યું છે માટે તેમનો પણ આભાર.

આ નાટય પ્રયોગથી પવિત્ર પ્રેમ મહાત્મ્યનું સુબોધક ઉદાહરણ મળી આવે છે; પ્રેમની અચલતા અને આત્મસંયમનના લાભોનુ ઠીક દિગ્દર્શન થાય છે; આર્યની સુરીતિ નીતિનું સારૂં ભાન થાય છે; પાપ–પાખંડ અને પ્રપંચથી થતી હાની સારી રીતે સમજાય છે. પાતિવ્રત્ય ધર્મ સાચવવામાં–શુદ્ધ બ્રહ્મચારિણી, પ્રકૃતિથીજ સત્યતાએ તથા પુનિત પ્રેમપથે દોરાયલી, દૃઢ મનની, સહનશીલ, શિયળનું સંરક્ષણ કરવામાં ગહન પરાક્રમ વાળી, સુશિળ, સદાચારી બાળાનું વાસ્તવિક સ્વરૂપ ચક્ષુ સમિપ ખડું થવાથી મનપર પ્રસંશનીય અસર થાય છે; આ નાટય પ્રયોગમાંના ઉદાહરણને અંગે,–રાજવંશીઓમાં કેવી નીચ ખટપટો કરવામાં આવે છે અને તેનું કેવું ભયંકર પરિણા

મ નિપજે છે, કામાંધ નર પશુઓની આખરે કેવી નઠોર-દુઃખ દાયક હાલત થઇ પડે છે, સદાચારી જન આખરે કે'વો વિજય મેળવી અપૂર્વ સુખ સંપાદન કરી શકે છે, અનેક અરિષ્ટો વ હીને પણ મિત્રત્વ સાચવનાર કેવી ધન્યતા પ્રાપ્ત કરી શકે છે, ઇત્યાદિ બાબતોનો ઉત્કૃષ્ટ બોધ મળી શકે છે. નાટય પ્રયોગ એ જન મન રંજનનો પ્રકાર છતાં એના વડે બોધ અને અસર થવાથી મનુષ્યો પોતાના વ્યવહારમાં ઘટતી સુધારણા કરી સુખી થાય છે. આ હેતુ પરિપુર્ણ થાઓ, એજ ઇચ્છા અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના !

**વનમાળાલાધાભાઈ મોદી.**

હધિપતિ "હિંદુસ્તાન."



# કથાનક.

પ્રેમપ્રદેશના પાટનગર પ્રેમપુરના મહારાજા વિજયસિંહને બે રાણીઓ હતી. જુની રાણી મૂક્તા નામની કન્યાને મુકી મરણ પામી. નવી રાણી જામબ્બા પ્રધાન કામેંદ્ર સાથે દુરાચારમાં પડવાથી તેણે પ્રધાનની મદદ લેઇ કાવતરાથી રાજાને મારી નાંખ્યો. ત્યાર બાદ રાણી ગાદીપર બેઠી. મૂક્તા પોતાની સાવત્ર કન્યા હોવાથી તેનાપર રાણીની પ્રીતિ ન હોય એ સ્વાભાવિક છે. પોતાના પિતાની હયાતિમાં રાજર્ષિ પાસે મૂક્તાએ ઉત્તમ પ્રતિનું શિક્ષણ લીધુ હતું. શાળામાંથીજ એક ઉમરાવના પુત્ર મોહનસિંહ નામના તરૂણ જન સાથે મૂક્તા કેવળ નિષ્પાપ પવિત્ર પ્રેમથી જોડાઇ હતી. પ્રેમની લીલા અગાધ અને અવર્ણનીય છે. ઉમર લાયક થયા બાદ વિચાર, વલણ, અને વનમાં બન્ને મળતાવડાં હોવાથી તેઓના પ્રેમનું સ્વરૂપ કેવળ અપૂર્વ બની રહ્યું. મુખ્યવચનના પાકા દસ્તાવેજથી જીંદગી પર્યંત સુખ દુઃખના સાથી થઇ રહેવાને તેઓએ નિશ્ચય કર્યો. નિશ્ચય અને નીતિના આ ઉપાસકોને દુષ્ટ રાણી કે દુરાચારી પ્રધાનનો કશો ભય ઉપજ્યો નહીં. પ્રધાનનો પુત્ર બળભદ્ર મોહનસિંહનો પ્રાણાધિક પ્રિય મિત્ર અને બળભદ્રની ધર્મ પત્નિ કુસમાવલી મૂક્તાની બેહેનપણી હતી. બળભદ્ર તથા તેની સ્ત્રી, મૂક્તા અને મોહનસિંહ -તેઓનું મનધાર્યું કરી લે, તેમાં બહુ રાજી અને સહાયક હતાં! એક દહાડો મુક્તા તેની સખી કુસુમાવલી સાથે તારૂણ્યને છાજતી પણ વિવેકયુકત વાતો કરતી હતી. એટલામાં સત્વર ચુપ ચુપ વરી લેવાના સંબંધમાં મોહનસિંહનો પત્ર આવ્યો. આ ઉપરથી મૂકતાએ પરમ ઇશ્વરો ગુપચુપ બળભદ્ર તથા કુસુમાવલીની સહાયતા વડે વિધિથી વરવાનો નિશ્ચય કર્યો. તેવામાં પ્રધાનના મનમાં આવ્યું કે રાણી આપણને વશ છે અને હું

ઘરભંગ થયેલો છું, તેથી મારી સાથે મૂકતાને વરાવવામાં આવે, તો ભવિષ્યમાં મારી સંતતિ રાજ્યની માલીક બની શકે. આ ઉપરથી પ્રધાને રાણી પાસે મુકતાની માગણી કરી, દુષ્ટ રાણીએ તે સ્વિકારવાથી આ ખુશ ખબર પ્રધાન પોતાના પુત્રને કહેવા માટે ગયો. સાઠ વર્ષનો બુઢો તરૂણ મૂકતાને વરવાની બુરી દાનતથી તે બાપડીનો ભવ બગાડશે અને મુકતા પ્રાણ તજશે પણ તેની સાથે વરવાની નથી-એવું બળભદ્રના મનમાં આવવાથી તેણે બાપને ક્રોધથી કડવા પણ શિખામણના શબ્દો કહ્યા. વિશેષમાં—"મૂકતા તો કયારનીએ મોહનસિંહ સાથે મનથી વરી ચુકીછે." એમ જણાવ્યું. આથી કામેંદ્રને ગુસો ઉપજ્યો. તેણે બળભદ્રને–તે મોહનસિંહ તથા મૂકતાનો પક્ષ ખેંચતો હોવાથી ક્રોધના આવેશમાં છુટી કટારી મારી. પ્રધાને રાણી પાસે થઇ તેના કાન ભંભેર્યા અને મોહનસિંહને દેશવટો અપાવ્યો. આ વાતની ખબર વગર, મુકતા તો મોહનસિંહને વરવા આડે એકજ દિવસ રહેલો જાણી પોતાની સખી કુસુમાવલી સાથે નાના પ્રકારની હર્ષની ઘેલચ્છા કહાડતી હતી. તેવામાં મોહનસિંહનો પત્ર આવ્યો. તે વાંચતાં વાર તે બાપડી બેશુદ્ધ થઇ ગઇ. કુસુમાવલીએ તેને સાવધ કીધી. સાવધ થયાબાદ તે તો દુષ્ટરાણીને અને દુરાચારી પ્રધાનને શ્રાપો આપવા માંડી. એટલામાં રાણી ત્યાં દાખલ થઇ, તેને માર મારી પોતાની સાથે લઇ ગઇ. આ વેળાએ કુસુમાવલી પણ તેની સાથે ગઇ હતી તથાપિ તે હાંફળીફાંફળી પાછી મૂકતાના બંગલાંના ચોગાનમાં આવી, મોહન સિંહનો પત્ર શોધવા લાગી. પત્ર હાથમાં આવ્યા બાદ "મારી સખી તે વાંચીને બેભાન થઇ હતી, તો લાવ જોઉં તેમાં એવા તે શા માઠા સામાચાર લખ્યા છે?" એવી ઇચ્છાથી તેણે તે પત્ર વાંચ્યો તો જણાયું કે રાણીને મૂકતા તથા મોહનસિંહના સંબંધની ખબર પડવાથી તેણે મોહનસિંહને દેશવટો દીધો છે

# કથાનક.

પ્રેમપ્રદેશના પાટનગર પ્રેમપુરના મહારાજા વિજયસિંહને બે રાણીઓ હતી. જુની રાણી મૂક્તા નામની કન્યાને મુકી મરણ પામી. નવી રાણી જામબા પ્રધાન કામેંદ્ર સાથે દુરાચારમાં પડવાથી તેણે પ્રધાનની મદદ લેઇ કાવતરાથી રાજાને મારી નાંખ્યો. ત્યાર બાદ રાણી ગાદીપર બેઠી. મૂક્તા પોતાની સાવત્ર કન્યા હોવાથી તેનાપર રાણીની પ્રીતિ ન હોય એ સ્વાભાવિક છે. પોતાના પિતાની હયાતિમાં રાજર્ષિ પાસે મૂક્તાએ ઉત્તમ પ્રતિનું શિક્ષણ લીધું હતું. શાળામાંથીજ એક ઉમરાવના પુત્ર મોહનસિંહ નામના તરૂણ જન સાથે મૂક્તા કેવળ નિષ્પાપ પવિત્ર પ્રેમથી જોડાઇ હતી. પ્રેમની લીલા અગાધ અને અવર્ણનીય છે. ઉમર લાયક થયા બાદ વિચાર, વલણ, અને વનમાં બન્ને મળતાવડાં હોવાથી તેઓના પ્રેમનું સ્વરૂપ કેવળ અપૂર્વ બની રહ્યું. મુખવચનના પાકા દસ્તાવેજથી જીંદગી પર્યંત સુખ દુઃખના સાથી થઇ રહેવાનો તેઓએ નિશ્ચય કર્યો. નિશ્ચય અને નીતિના આ ઉપાસકોને દુષ્ટ રાણી કે દુરાચારી પ્રધાનનો કશો ભય ઉપજ્યો નહીં. પ્રધાનનો પુત્ર બળભદ્ર મોહનસિંહનો પ્રાણાધિક પ્રિય મિત્ર અને બળભદ્રની ધર્મપત્નિ કુસમાવલી મૂક્તાની બેહેનપણી હતી. બળભદ્ર તથા તેની સ્ત્રી, મૂક્તા અને મોહનસિંહ —તેઓનુ મનધાર્યું કરી લે, તેમાં બહુ રાજી અને સહાયક હતાં ! એક દહાડો મુક્તા તેની સખી કુસુમાવલી સાથે તારૂણ્યને છાજતી પણ વિવેકયુક્ત વાતો કરતી હતી. એટલામાં સત્વર ચુપ ચુપ વરી લેવાના સંબંધમાં મોહનસિંહનો પત્ર આવ્યો. આ ઉપરથી મૂક્તાએ પરમ દીવસે ચુપચુપ બળભદ્ર તથા કુસુમાવલીની સહાયતા વડે વિધિથી વરવાનો નિશ્ચય કર્યો. તેવામાં પ્રધાનના મનમાં આવ્યું કે રાણી આપણને વશ છે અને હું

ઘરભંગ થયેલો છું, તેથી મારી સાથે મૂકતાને વરાવવામાં આવે, તો ભવિષ્યમાં મારી સંતતિ રાજ્યની માલીક બની શકે. આ ઉપરથી પ્રધાને રાણી પાસે મુકતાની માગણી કરી, દુષ્ટ રાણીએ તે સ્વિકારવાથી આ ખુશ ખબર પ્રધાન પોતાના પુત્રને કહેવા માટે ગયો. સાઠ વર્ષનો બુઢો તરૂણ મૂકતાને વરવાની બુરી દાનતથી તે બાપડીનો ભવ બગાડશે અને મુકતા પ્રાણ તજશે પણ તેની સાથે વરવાની નથી—એવું બળભદ્રના મનમાં આવવાથી તેણે બાપને ક્રોધથી કડવા પણ શિખામણના શબ્દો કહ્યા. વિશેષમાં—"મૂકતા તો ક્યારનીએ મોહનસિંહ સાથે મનથી વરી ચુકીછે." એમ જણાવ્યું. આથી કામેંદ્રને ગુસો ઉપજ્યો. તેણે બળભદ્રને—તે મોહનસિંહ તથા મૂકતાનો પક્ષ ખેંચતો હોવાથી ક્રોધના આવેશમાં છુટી કટારી મારી. પ્રધાને રાણી પાસે થઇ તેના કાન ભંભેર્યા અને મોહનસિંહને દેશવટો અપાવ્યો. આ વાતની ખબર વગર, મુકતા તો મોહનસિંહને વરવા આડે એકજ દિવસ રહેલો જાણી પોતાની સખી કુસુમાવલી સાથે નાના પ્રકારની હર્ષની ઘેલચ્છા કહાડતી હતી. તેવામાં મોહનસિંહનો પત્ર આવ્યો. તે વાંચતાં વાર તે બાપડી બેશુદ્ધ થઇ ગઇ. કુસુમાવલીએ તેને સાવધ કીધી. સાવધ થયાબાદ તે તો દુષ્ટરાણીને અને દુરાચારી પ્રધાનને શ્રાપો આપવા માંડી. એટલામાં રાણી ત્યાં દાખલ થઇ, તેને માર મારી પોતાની સાથે લઇ ગઇ. આ વેળાએ કુસુમાવલી પણ તેની સાથે ગઇ હતી તથાપિ તે હાંફળીફાંફળી પાછી મૂકતાના બંગલાંના ચોગાનમાં આવી, મોહન સિંહનો પત્ર શોધવા લાગી. પત્ર હાથમાં આવ્યા બાદ "મારી સખી તે વાંચીને બેભાન થઇ હતી, તો લાવ જોઉં તેમાં એવા તે શા માઠા સામાચાર લખ્યા છે?" એવી ઇચ્છાથી તેણે તે પત્ર વાંચ્યો તો જણાયું કે રાણીને મૂકતા તથા મોહનસિંહના સંબંધની ખબર પડવાથી તેણે મોહનસિંહને દેશવટો દીધો છે

અને તે હવે પ્રધાન સાથે મુકતાને વરાવવાની ધારણા રાખે છે; આવું જાણીને કુસુમાવલી પોતાના સસરા દુષ્ટમતિના કામેંદ્રને તિરસ્કાર આપવા લાગી એટલામાં બળભદ્ર ત્યાં આવી તેને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં મોહનસિંહ દેશવટે જાય તે પેહેલાં તેને મૂકતાનો મેલાપ કરાવી આપવાનો નિશ્ચય ઠર્યો. અહિં મૂકતાને રાણીએ બહુ બહુ ભય બતાવ્યો, બહુ બહુ સમજાવી, પ્રધાને પણ તેને લલચાવવામાં મણા રાખી નહીં, પણ મૂકતાની મોહનસિંહ પ્રત્યેની પ્રેમભક્તિમાં જરાપણ ન્યુનતા થઇ શકી નહીં. મોહનસિંહ બળભદ્રને ત્યાંથી પોતાને ઘેર જતો હતો એટલામાં પોતાના ઘર નજદીક કેટલીક સ્ત્રીઓ ટોળે મળીને રાશડો લેતી હતી. એ રાશડામાં પ્રેમીજનની સ્થિતિનું વર્ણન હોવાથી તેને બહુ લાગી આવ્યું. ઘેર આવી તે ઘેલા સરખો બની પોતાની વાહાલી મૂકતાની થયેલી શોકજનક સ્થિતિનું વર્ણન કરવા લાગ્યો અને મૂર્છા ખાઈ ધરણીપર ઢળી પડયો; ત્યાં બળભદ્રે આવી તેને સાવધ કર્યો. મોહનસિંહના પીતાએ રાણી તથા પ્રધાનની આપખુદીથી બહુ ખેદ બતાવ્યો અને તે મોહનસિંહ માટે સરસામાન લેવા સારૂ ચૌટામાં ગયો. બળભદ્ર મોહનસિંહને સાથે લઈ મૂકતાના મેહેલ તરફ ગયો. મૂકતાના મેહેલમાં મોહનસિંહને મુકી બળભદ્ર પોતાની પ્રિયા કુસુમાવલી કે જે મૂકતા કને બેઠેલી હતી તેને લઇને પોતાને ઘેર ગયો. અહીં મૂકતા તથા મોહનસિંહ, થનાર વિયોગને લીધે અસહ્ય દુ:ખના માર્યાં મૂર્છિત થઇ પડયાં. દાસીએ આવી તેઓને સાવધ કીધાં. મોહનસિંહે રજા માગવા માંડી, મૂકતાએ સાથે આવવા જણાવ્યું. પરસ્પર બતાવેલા અથાગ શોકને અહીં શી રીતે ચિતરી શકાય? તે પ્રેમી પ્રાણીઓ આખરે જુદાં પડયાં. મૂકતાને મોહનસિંહ મળ્યો, એ ખબર રાણીને પડવાથી તેણે મોહનસિંહના બાપનું ઘરબાર લુંટી લઈ તેને પણ

દેશવટો આપ્યો. બળભદ્ર મોહનસિંહને ઘણે લાંબે વળાવવા ગ
યો અને અંતે જ્યારે તેને બહુ બહુ પ્રકારે સમજાવવામાં આ
વ્યો ત્યારે તે ઘેર આવ્યો. મોહનસિંહ તથા તેનો બાપ વગે
રે રસ્તે પડયા. અહીં મૂકતાની ભયંકર સ્થિતિ થઈ પડી, તે-
થી બળભદ્રને બહુ માઠું લાગ્યું. મોહનસિંહ ક્ને લઈગયા વિ
ના તે જીવવાની નથી—આવું મનમાં આવવાથી અને મુકતા
ના અત્યાગ્રહથી બળભદ્ર રાતોરાત મુકતાને લઇ સુવર્ણગઢ ત-
રફ (મોહનસિંહ ત્યાં ગયેલો હોવાથી) ચાલી નિકળ્યો. આ વ-
ખતે સુવર્ણગઢનો પાટવી કુમાર પ્રતાપસિંહ પડોશના પવિત્ર
અરણ્યમાં રાજર્ષિ પાસે અભ્યાસ કરતો હતો. સાથે તેનો ના
નો ભાઇ અજીતસિંહ પણ હતો. બળભદ્ર મુકતાને લઇ ત્યાં
જઈ પહોંચ્યો. અજીતસિંહે તેની હકીકત પુછી પણ તે "નિરાં
તે કહીશું" એમ કહી વિશ્રાંતિ મળે તેવું આશ્રમ સ્થાન બ-
તાવવા બળભદ્રે વિનતિ કરી. અજીતસિંહ તેઓને રાજર્ષિની
પર્ણકુટી તરફ લઇ ચાલ્યો. તેવામાં પોતાનો ભાઈ તથા ગુરૂ-
જીના બીજા શિષ્યો તળાવકાંઠે વાતો કરતા હતા અને પુષ્પ
વીણતા હતા, તેઓને જોઈ તેણે જણાવ્યું કે આ મારા સા-
થીઓની સાથે આપણે પર્ણકુટી તરફ જઇશું. અહિં બેસો.
તમારે માટે પાણી લઈ આવું. તે પાણી લેવા ગયો અને બ
ળભદ્ર શૌચ જવા ગયો. પાછળથી પ્રીતિ વિષે ગુરૂજીના શિષ્ય દેવદત્ત
તથા પ્રતાપ વચ્ચે વાદવિવાદ ચાલ્યો; તે સાંભળી પોતાની સ્થિતિ માટે
લાગણી અને શોક ઉપજવાથી મૂકતા મૂર્છા ખાઇ પડી. સુવર્ણગઢથી
ફરતો ફરતો અહીં મોહનસિંહ પણ એકલો આવી ચઢેલો હોવાથી
તે પણ પ્રીતિ માટે પોતાની સંતાપજનક હાલતને અંગે બેશુદ્ધ થઇ
ગયો. સઘળાઓએ તેમને સાવધ કીધાં એટલામાં કામેંદ્ર પ્રધાન
લશ્કર લઈ આવવાથી, બળભદ્રે મોહનસિંહને સંતાડી દેવાની વિ
નતિ કરવાથી પ્રતાપ તેને ગુપ્ત સ્થળે લઇ ગયો. કામેંદ્ર બળ

ભદ્ર તથા મુકતાને લઈ પોતાના શેહેર તરફ સિધાવ્યો. મોહનસિંહને અજીતસિંહ સાથે પોતાની રાજધાનીમાં પ્રતાપસિંહે મોકલાવી દીધો અને માલમ પડયું કે મૂકતા તો તેની સગી માસીયાઇ બેહેન થાય. આમ હોવાથી દોઢોડ માસ પછી પોતાનો રાજ્યાભિષેક થયા બાદ ચઢાઇ કરી દુષ્ટ રાણી તથા અનાચારી પ્રધાનને સાસન આપી મોહનસિંહ સાથેજ મુકતાને વરાવવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાની રાજધાનીમાં જાતે જઈ મોહનસિંહને દીલાસો દીધો. અહિં રાણી કને કુસુમાવલી ખબર પુછવા આવી, એટલામાં રાણીએ તેને ધમકી આપી. કુસુમાવલીએ વ્યાજબીની રાહે કડવા શબ્દમાં શિખામણ આપી, પણ તેણે તેને તરછોડી કહાડી. એટલામાં મુકતાને લઈ કામેંદ્ર હાજર થયો. બળભદ્ર તો શેહેરના દરવાજામાંથીજ જુદો પડી પોતાને ઘેર ગયો હતો. મૂકતાને ફરી ભય બતાવી ફોસલાવવામાં આવી પણ જ્યારે તે પોતાના નિગ્રહમાં ડગી નહીં ત્યારે તેને રતિમલ નામના એક ખંડિયા રાજાના ચોકી પહેરામાં સોંપી રતિમલ કામાંધ માણસહોવાથી તેણે મૂકતાને પોતાના ફંદમાં ફસાવવાની યુકિત શોધી કહાડી. તેણે જણાવ્યું કે મોહનસિંહ મારા રતિગઢમાં મારા આશ્રયતળે આવી રહેલો છે. તેણે અહિં ખાસ માણસ મોકલેલું છે, અને તે મરણ પથારીએ હોવાથી જો તેની મુલાકાત કરવાની તારી ઇચ્છા હોય તો ચાલ ગુપચુપ મારી સાથે! પ્રેમી મૂકતા તેની સાથે ગઈ. રતિગઢમાં જઇ રતિમલે તેના પર બળાત્કાર ગુજારવા માંડયો. સતિ મુકતાથી તે સહન થઈ શકયું નહીં. શિયળનું સંરક્ષણ કરવા માટે તે કશા ભયથી ડરી નહીં. તેને અનર્વચનીય આવેશ ઉપજ્યો. તેણે એકજ લાતથી રતિમલને ગબડાવી પાડયો, અને તે ત્યાંથી ચાલતી થઈ. અહિંયા રતિમલ મુકતાનું હરણ કરી ગયો છે, એવી જાણ થવાથી રાણી તથા કામેંદ્રે તેની પાછળ માણસો મોકલાવ્યા. રતિમલના પંજામાંથી

છુટીને મુકતા પાછી કામેંદ્રના મોકલેલા માણસોના હાથમાં સપ ડાઈ. એ માણસો મુક્તાને લઇ જંગલમાં કોળી લોકોના ઝુંપ ડામાં—ઘણા દહાડાનો ઉજાગરો હોવાથી રાતવાસો રહયા. અહીં રતિમલ વેશ બદલી મૂકતાને પકડવા માટે પાછળ પડયો હતો. તે કોળી લોકોની ઝુંપડી નજીક રાતના બા રેક વાગતે આવી પહોંચ્યો. સીપાઇઓ તથા કોળીઓ વગેરે નિદ્રાવશ થઈ ગયા હતા પણ બાપડી મૂક્તાની તો નિદ્રા દુશ્મ નજ થઇ પડી. રતિમલે—"હું તારૂં સંરક્ષણ કરવા આવ્યોછું." એમ જણાવવાથી મૂક્તાએ "મારૂં ભલે ગમે તે થાય. મારે તો આંહી રહેવું અને આ માણસની સાથે જવું સરખુંજ છે" એમ સમજી મૂક્તા તેની પાછળ પાછળ ચાલી નિકળી. મળ- સ્કું થતાં રતિમલની ઓળખાણ પડવાથી તે બાપડી બેભાન થઈ પડી. રતિમલ તેને સાવધ કરવા માટે પાણી લેવા ગયો ત્યાં તેને સર્પદંશ થવાથી અતિ પરિતાપ પામી તે મરણ પા- મ્યો. ઉદાર અને પવિત્ર દિલની મૂક્તાએ તેને આશીર્વાદ આ પ્યો અને કામાંધ માનવીની આખરે કેવી દુર્દશા થાય છે તે વિ ષે તેણે ત્યાં ઉદ્દગારો કહાડયા. ત્યાંથી તે બાપડી રસ્તે પડે છે તેવામાં કામેંદ્રના સિપાઇઓ ફરીથી પકડી, પ્રેમપુરમાં તેને લઈ ગયા. અહીં કામેંદ્રે તેને પરાણે પરણી લેવાનો ઇરાદો કર્યો. ચોરી તૈયાર કરાવી રાણીએ મૂક્તાને પકડી રાખી ફેરા ફ- રવા જણાવ્યું. આ વખતે મૂક્તાના દુઃખની સિમા રહી નહીં. તે ખચિત્ત મૃત્યુના પંજામાં સપડાત, પણ એટલામાં પ્રતાપ- સિંહે સૈન્ય સહિત આવી સઘળાંઓને પકડયાં મુક- તાને અભય બનાવી. મોહનસિંહ સાથેજ હતો. પ્ર- તાપે રાણી તથા કામેંદ્રને ઘટિત સાસન આપ્યું. બળભદ્રને કેટલીક મુદત થયાં રાણીએ કેદમાં નાંખ્યો હતો તેને છોડાવ્યો. બળભદ્ર, કુસુમાવલી, મુકતા અને મોહન વગેરેનો આ-

નંદદાયક મેલાપ થયો. પ્રતાપે મોહન અને મુકતાને પાનિગ્રહણ કરાવ્યું—કન્યાદાન આપ્યું અને આખરે પ્રેમપુરનો મોહનસિંહને ગાદિપતિ બનાવવામાં આવ્યો. આવી રીતે પુરા થતા આ કથાનકથી પ્રેક્ષક તથા વાચકવૃંદને કેવી રીતે, શી શી બાબતનો બોધ મળે છે તે કહેવાની હું ધારૂં છું કે હવે કશી જરૂર રહી નથી.

ગ્રંથકર્તા,

**વનમાળી લાધાભાઈ મોદી.**

———ooo———

# मोहन मुक्ता नाटक.



( ગાયનો. )

૧

જોને રમણ્ય ભુવન આ સુશોભિત છે સારૂં;
અતિ હર્ષિત મનડું થાય જોઇને મારૂં.
કેવા મંદ પવનની લ્હેર આવે છે પ્યારી;
શું વર્ણન તેનું કરૂં પાસ હું તારી.
બગિચાની કેવી બહાર, જોને આ વાર, કોયલ પોકાર,
કરે અતિ ભારી;
જાઇ જુઈ ચંબેલી પુષ્પ ખીલ્યાં છે હજારી,
પણ તુચ્છ ગણું આ પતિ વિનારે એની;
કહું સાચું તારી પાસ માની તું લેની.

૨

મુજ હ્રદય તણી હરનારી, લખ્યો પલ પ્રેમે મુજ પ્યારી;
હું પતંગ છું પ્રિયા મારી, તુંને દોરી ગણું દિલ ધારી,
તુજ વિણ મુજ જીંદગી અકારી, લખ્યો.
હું ચકોર સમજ મન તારા; ગણું ચંદ્ર તને હે દારા,
પણ રહી તું મુજથી ન્યારી, લખ્યો.
મિન મુજ દેહને દેખું, તુંને શીતળ પાણી પેખું;
મુજ જીવનદોરી હાથ તારી, લખ્યો.
ક્યારે વરીશ તે કહે મુજને, શું ઝાઝું કહું હું તુજને,
આવે યાદ સ્નેહ તુજ ભારી, લખ્યો.

હવે દયા લાવ તુજ મનમાં, નહિં તો પ્રાણ જશે મુજ ક્ષણમાં,
વરવાની કર તૈયારી, લખ્યો.

૩

મારી શિખ હૃદય તું ધર, કહું છું હું રે પ્રેમે મુજ સૈયર;
ધર, ધર, ધરરે,—મા.
સતિ ઓખાનું મન લલચાયું; રાય અનીરૂદ્ધ સાથ;
એક ટેક હતી એના મનને, પાર પાડી જગનાથ;
ધર; ધર; ધરરે—મા.
સુભદ્રાએ અર્જુન માટે, કષ્ટ સહ્યું ઘણું તન,
બીજાને ભાઇ બાપ ગણ્યા તો, મળ્યો પતિ એ ગુણીજન;
ધર, ધર, ધરરે—મા.
તેજ પ્રમાણે એની તું તો, રાખ્ય અતિ ધીર મન.
મેળાવશે ઇશ મોહનથી તુજ, બાળ હવે નહીં તન,
ધર, ધર, ધરરે—મા.

૪

પત્ર લખ્યો છે પ્રિતથી પ્યારા, હીંમત રાખજો મનમાં તમારા;
અત્યંત દુઃખ દીએ કદી માતા મુજ, તોએ કરૂં નહીં તમને હું ન્યારા.
શિર ગયે તમ સંગ ન છોડું, સાચું કહું છું મુજ પ્રાણ આધારા,–હી.
પરમદિવસે પૂરણ પ્રીતે અતિ ઉમંગે વરે મુક્તા દારા—હી.

૫

રાણીએ મુને વચન દીધું છે આ વાર, ટેક.
મુક્તાથી તુજ લગ્ન કરાવીશ;— ૧૦
ભાગ્યશાળી હું અતિ ગણાઇશરે,
મળતાં એ નાજુક નાર;— ૨૦
ચાલ હવે જાઉં પુત્રની પાસે રે,
વાત કહું આણી પ્યાર— ૨૦

૬

પીતા શોભે નહીં મુખ આ ઉચાર,
ઘોળામાં શીદ ધુળ નાખો રે.
દઉં હજાર ગણા ફિટકાર; ઘોળા૦
કુડું કર્મ કરતાં શર્મ ન લગાર, ઘોળા૦
તમ જીવતરને ધિક્કાર; ઘોળા૦
મુક્તાને સંતાપો માં આમ, ઘોળા૦
એથી થશે ઘણું બુરૂં પરિણામ ઘોળા૦
નહીં સુખ દેખો આપ લગાર, ઘોળા૦
મારૂં કેવું માનો આપ નિરધાર; ઘોળા૦
તમ બુઢાપણમાં મુકો લાય, ઘોળા૦
ઝાઝું કેહેતાં મુને શર્મ અતિ થાય; ઘોળા૦
થોડું કીધું ઘણું માનો મન માંય, ઘોળા૦
નહીં તો પુત્ર ગણો વેરી પિતાય; ઘોળા૦

૭

મારૂં માનભંગ પુત્રેરે કીધું,
જીવતર ધૂળધાણી કરી દીધુંરે; મારૂં૦
હવે મુક્તા મને વરશે નહીં તો,
જીવ જશે કહું સીધુંરે; મારૂં૦
મોહનની સાથે એ તો મહાલે છે,
ખોટું આળ હાય મેં તો લીધુંરે; મારૂં૦
માટે મોહનને દેશવટો દે,
માન તું મારૂં કીધુંરે; મારૂં૦
નહીં તો જોગી થઇ જાઉં જંગલમાં,
આટલું કામ હું તને ચીંધુંરે; મારૂં૦

૮

ધરી ધિર બેસો પાસ મારી, વિનયથી કહે છે તમ પ્યારી:
રેહાં, રેહાં, રેહાં, રેહાં,–ધરી.

તમ દુસ્મનની હું ઘાત, કરૂં ખરેખાત,
માનો સાક્ષાત, કહું આ વારી, ધરી.
મોહનને દેશનિકાલ, કરી બેહાલ,
કાઢું તત્કાળ, મુકતાથી બાંધો યારી, ધરી.

૯

શોક છોડ મિત્ર મારા, દાહ બળે અંગ વિષે પ્યારા,
રેહાં, રેહાં, રેહાં, રેહાં—શોક.
દેશવટાથી હે મમ યાર, ડરૂં ન લગાર,
મુક્તાનો પ્યાર, સાંભરે અપારા; શોક.
મારા મનમાં છે ચિંતાય, અતિ અન્યાય,
થાયે રાજ માંય, કહું પાસ તારા; શોક.

૧૦

કષ્ટ દીધું ઇશ ભારી, અરેરે મને કષ્ટ દીધું ઇશ ભારી. ટેક
પાપ પ્રભુ પેલે ભવ શું રે કીધા, હાય કીધી દુઃખિયારી. અરેરે.
શા માટે આ કોપ કરીને, દુભાવો અબળા નારી. અરેરે.
માઠો દિવસ સખી લાગે છે મારો, કોને કહું હું પોકારી. અરેરે.
ધરતી માતા માગ દે મુજને, વાર ન કરતું લગારી. અરેરે.

૧૧

અરે બેની મારી ધિરજ મન ધાર; ધિરજ મનધારરે ધીરજ મન
ધાર, ધાર, ધાર, અરે.
ઇશ રટણમાં રહે અહર્નિશ, એજ મારો છે ઉચાર,
ઉચાર, ઉચાર—અરે.
તારા અને દમયંતી સતીને, દુઃખ શીર પડયું અપાર,
અપાર, અપાર—અરે.
તો એ તેણે ધિરજ મન રાખી, કષ્ટ નિવાર્યું કીરતાર,
કિર્તાર, કિર્તાર—અરે.
ધીરજથી સુખ શાંતિ મળે છે, જય જય છેલીવાર.
વાર, વાર—અરે.

૧૨

મુજ પ્રાણ તણી આધાર, મુક્તા કહુ છું રે;
તુજ વિયોગે આ સહુ દીન, દુઃખના ગણું છું રે.
વળી પ્રીતી તારીની વાત, ગામમાં ચાલીરે;
રાણી તરફથી મુજને દેશ-વટો મળ્યો વહાલીરે.
બળભદ્રનો બુઢો બાપ, તુજને વરશેરે;
મારા વિરેની તુતો ચીંતાય, દીલમાં ધરશેરે,
મીત્ર બળભદ્રે મુજમાટ, દુઃખ સહયું અતિ ભારીરે,
એના પીતાએ મારી હાય, છુટી કટારીરે.
ઇશ કૃપાથી બચ્યો તેહ, લાગી પગ માંહિરે.
એના જેવો મળે નહી મિત્ર, મને જગ માંહિરે
મળવા દીવસ એની વાટ, જોઉં છું તારીરે;
નહીં તો છેલા તુંને પ્રણામ, કરૂં હું પ્યારીરે.

૧૩

અર્જ આપ એક મારી, આ વખતે સ્વીકારશો; ટેક.
મોનસીંહ દુઃખી અતિ ભારી, વિયોગે મુક્તા ઝુરે બિચારી,
માટે જાઓ આપ આ વારી, બંનેને મેળાવશો. અર્જ.
દાસીની વાત માની લઇને, ઉપાય શોધો ઝટ જઇને,
કહું છું આપની પાસ ગઇને, વખ્ત અહીં ન ગુમાવશો અર્જ.

---

આ વિનતિ ઉરમાં ધારી, પ્રાણનાથ આ વિનતિ ઉરમાં ધારી;
મોહનસિંહના વિયોગે મરેછે, સહીયર મુકતા મારી.— પ્રા૦
દિવસ એક છે ન્યારા થવાનો, ઇલાજ યોજો આ વારી.— પ્રા૦
ધર્મ કર્મને ભુલવાં ન જોઇએ, વખત લ્યો વિચારી.— પ્રા૦

૧૪

મિત્ર કામ કરૂં આ વાર, પણ ઇલાજ સુજે ન લગાર; ટેક.
શું રે કરૂં હું એકલો જઇને, સાંભળ પ્યારી નાર;

એક હાથે નવ તાળી પડેરે, તે તું દિલમાં ધારરે. મિત્ર.
પિતા ઉપર મુને, ક્રોધ અતિશેં, દાઝું દીલ અપાર;
નિરૂપાય છું હરિહર પ્રભુ, અગ્નિ મન મોઝાર. મિત્ર.
વેલા મોડું એ પ્યારા દોસ્તનું, કામ કરૂં ત્યારે રંગ;
આ વખતે મુજ કાંઇ ચાલે નહીં, થયો રંગમાં ભંગ. મિત્ર.

૧૫

ધીરજ મનમાં ધરોને ભાઇજી.—ટેક
અકળાઓ શું આપ આ વખતે, શોક કરો સહુ દુર;
કાલે તમારી મુક્તા પ્યારી, ખાનગી બોલાવે જરૂર;—ભાઇજી.
આજ્ઞા તેને કહેવાની આપો, કહું સ્વામિના વીર;
પતિ મારાની સાથે આવજો, મોકલીશ હું વીરધીર.—ભાઇજી.

૧૬

યાદ આવે અતિ પ્યાર તારો, મુક્તા મુજ પ્યારી;
મુને ગમતું નથીરે લગાર, થતાં તું ન્યારી.
દીન દાસને દીધું દુઃખ; અરે તેં મોરારી;
કરૂં શુંરે હુંતો આ વાર, સુજે ન લગારી. યાદ.
એના વિણ દીવસ એક, વર્ષ તુલ્ય જણાય,
સુતાં આવે ન નીંદ લગાર, ખાતું ન ખવાય;
અરે હાય હવે શું કરવો, મારે રે ઉપાય;
ધન્ય ધન્ય વિકટ આ વખતે, મતી દીધી સારી. યાદ.

૧૭

મુક્તા નારી વરશે મુજને, આનંદ મારા દિલમાં ન માય;
ભાગ્યશાળી આ જગની માંહી, મારા જેવો કોણ જણાય;
ખરેખર અપ્સરા એતો ઇંદ્ર તણી, મુખ કાંન્તિ જાણે પારસમણી;
હાથ કેરા નખ જાણે એના હીરાની કણી.—ખરેખર.—મુક્તા૦
ગોપી વચ્ચે ગેલ કરતો તો કાનુડો ઘણો, એવો વખત હવે
આવ્યો આપણો;

મનોરથ પુરો પડે મનડા તણો,—ગોપી.—મુકતા૦

૧૮

નથી દયા તમ દિલ માંયરે, કહું સાચે સાચું આંયરે—નથી૦
દુ:ખ દરીઆમાં મુને ઠેલી, હાય અરે આ વાર;
ચંડાલથી પણ બુરાં લાગો છો, કહું કરી પોકારરે—નથી૦
કદી કલ્યાણ ન થાશે તમારૂં, માનજો મનમાં આપ;
કર્યાં કર્મ જે દી પડશે ભોગવવાં, તે દી થશે પરિતાપરે—નથી

૧૯

પ્રીતિ મારાથી તું જોડ, બધો ઉદવેગ દીલથી છોડ—ટેક
રાજકાજની માલિક બનાવું, પટરાણી કરૂં તુજ;
મોહનનું નામ છોડી દે, કહેવું માન તું મુજરે— પ્રીતિ૦
આબરૂ વધશે માત તાત તુજ, કહું છું ખરેખાત;
મોજ મજામાં રાખીશ સદા હું, માન દીલથી સાક્ષાતરે—પ્રીતિ

૨૦

હાય દુષ્ટ તને પિતા બરાબર જાણું, પિતા બરાબર જાણું,
નફ્ટ મોઢું કરીને જા કાણું રે,— હાય૦
પેખ પુત્રી મને તું તારી, તારા દિલમાં લે વાત આ વિચારી
ફટફટ મુઆ હે દુરાચારીરે.— હાય૦
તુને કસાઇ બરાબર ધારૂં, કેમ મોત થયું નહીં તારૂં;
હાય હાય આ શું તેં વિચાર્યુંરે.— હાય૦
તારા દેહમાં કિડા વાસ થાશે, તને જીવતો ફોલી ખાશે,
વગર મોતે જીવ તારો જાશેરે.— હાય૦
મુને પ્રાણથી મોહન પ્યારો, કર્યો તેને અતિ તેં ન્યારો,
બાળ્યો મારો બધો જનમારોરે.— હાય૦

૨૧

સ્નેહ સજીને ચતુર સુજાણ, રે સુખ છે શાનું ?
છે સ્નેહીને સહુ સ્થાન, સંકટ સેંવાનું.

સુખ વૈભવ સંસાર તજીને, કૈંક થયા વેરાગી રે;
રખડયા રાય લંગોટ સજીને, રાજપાટ સહુ ત્યાગી—સંકટ
શત્રુવટ સઘળાંની સાથે, જીવન રહેશે લ્હેરીરે;
કદાચ ગરદન કાપે હાથે, પ્રેમ પાશ છે ઝેરી.—સંકટ
દુ:ખદાયક વનવાસ વેઠશે, મોત માગશે મ્હોંથીરે;
પ્રેમ વિજોગી વલખી મરશે, નિજ પ્રેમીને શોધી.—સંકટ
સુખ સ્વપ્નમાં જરા ન મળશે, ટળશે નિદ્રા શાંતિરે;
તર્ક વિતર્કથી કાયા ઝળશે, ભીતર ભેદે ભ્રાંતિ.—સંકટ
મોટી મુજવણ છોટી વાતે, ખોટી ખ્યાલી ઝુંટીરે;
હણે હિત પોતાનું હાથે, પીડે પીંડ પનોતિ.—સંકટ

## ૨૨

દશા તારી આવી જોઇને પ્યારી
અફસોસ અફસોસ મને થાય ભારી,— દશા૦
અન્ન પાણીને ત્યાગ કર્યોરે,
આંખે આંસુ પ્રિયા તારી ભર્યારે.— દશા૦
નિદ્રામાંથી જબકી ઉઠે છે તું તો,
હાય હાય દિલમાં અતિ બળું હું તો,— દશા૦
ઘડીમાં હસે છે ઘડીમાં રૂએ છે,
ઓરમાન માતને શ્રાપ દીએ છે,— દશા૦
પ્રધાન પર અતિ ક્રોધ કરે છે,
ક્રૂર શબ્દના બોલ મુખથી ઝરે છે,— દશા૦
હાય હાલત આવી જોઇને તારી,
મરવું મારે નિશ્ચે કહું દિલધારી.— દશા૦

## ૨૩

દુરાચારમાં ફસે નર કોઇ, દુ:ખ પડે શીર લ્યો જોઇ—ફસે૦
જે જન દુરાચારી થાય છે, અંતે મરે છે તે રોઇ.— ફસે૦
કુડાં કૃત્યમાં ખેદાન મેદાન, અંતે સમજોરે ભાઇ.— ફસે૦

રાણી હળી છે દુરાચારમાં, હાલત લેજો હવે જોઇ.— ફસે૦
રાણીને અને તારા બાપને, શિખ આપનાર નથિ કોઇ.–ફસે૦

૨૪

અરેરે મિત્ર તું શું રે કહે છે,
મુકતા કેરૂં નામ લઇને— અરેરે૦

દાવાનળ દુઃખ થાય દીલમાં,
શું રે કહું હું મુખથી ગાઇને— અરેરે૦
પ્યારી વિના આ રડી રડીને,
આંખો રાતી થઇ છે મારી— અરેરે૦

ખાખ સમાન બદન આ મારૂં,
થયું પ્યારી થતાં એ ન્યારી— અરેરે૦

૨૫

અરેરે મિત્ર અફસોસ દીલમાં થાય,
મિત્ર ધર્મને બજાવ્યો નાહીં. અફસોસ૦
દેશવટો દીધો પિતા મારાએરે,
ખોટું લાગે મન માંય— અરેરે૦
ધિક ધિક મારી જીંદગી પ્રભુજીરે
જન્મ આપ્યો દુષ્ટને ત્યાંય— અરેરે૦

૨૬

કેમ મળ્યા વિના ચાલે, કેમ મળ્યા વિના ચાલે, ઓબેની મારી.
કેમ૦

પ્રિયપતિ આંહીં આવશે ત્યારે (૨) થશે દુઃખ અતિ ભારી, થશે૦
મેલાપ દુઃખનો આજે છે મારો (૨) નથી હર્ષ લગારી, નથી૦
મૃત્યુ નીપજશે સત્યવદું છું (૨) કરશે નાથ જો ન્યારી,—કરશે૦

૨૭

શિખ હું દઉં બેની મારી (૨) સ્વામિતારો જ્યારે આવે અ-
હીં ત્યારે રોકીશ નહીં પ્યારી—
ભવિષ્યમાં લખ્યું હશે તારા (૨)તે દી તુંને મળેશે બેની પ્રાણ
પતિ પ્યારા—

રજા તું નહીં આપે એની (૨) બુરૂ પરીણામ થાય તેમાંથી
વાત માની લેની,—
જીવ તું બાળ નહીં તારો (૨) પતીતણું દુઃખ દુર કરીને
બોધ માન મારો,—

૨૮

ગજબ અજબ આ શું નજરે પડે, ગજબ૦
મુદ્રાછે મ્લાન, દેહ ન ભાન, ધરણી દાન—દઇ
દગ્ધ થઇ આ વિરહ નડે,—ગજબ૦
હતા એ એશ, વીખાયા કેશ, સુદ્ધી ન લેશ, અરે દુઃખદળ શિર
ઉપર ચડે.—ગજબ૦
વહેછે નીર, હોડમાં ચીર, અરે લગીર, વહિ રક્ત નીક જો
નજરે પડે,—ગજબ૦

૨૯

ઉઠને પ્રીયા મારી, (૨) કહું છું હું, કહુંછું હું, આ વારે પોકારી;
ઉઠ૦
ઇશ્વર ઉમેદ પુરી પાડે, પતિ તારો તુંને પવન ઉડાડે,
હે મમ તારી, પ્રાણ આધારી, દુઃખ દિલ ભારી,— ઉઠને૦
લાવ દયા ઉપર તું મારા, કઠણ કાળજું કરમાં દારા,
અફસોસ મુજને, કહુંછું તુજને, દેખીને ગતી તારી,— ઉઠને૦

૩૦

કદી જુદી ન તમથી થાઉંરે (૨) વિશેષ આપને શું જણાવું,
કદી૦
રામસિતાની જોડી કેવી, દમયંતી નળરાય,—
તેવી રીતે આપણે છિયે, માનોને મનમાંયરે.— કદી૦
અત્યંત પ્રીતિ હરિશ્ચંદ્ર તારા, દ્રુપદી પાંડવ રાય;
એજ પ્રમાણે લેખું મનમાં, હવે ન જુદા થવાયરે.— કદી૦

૩૧

છોડ છોડતું પ્યારીરે, પ્રીતથી હું કહું,

અહીં કોઇ આવે, ઇજ્જત જાવે, મન ગભરાવે, શું સમજાવે,
દ્રઢમન રાખી, દે જાવારે (૨) છોડ છોડ૦
પરમેશ્વરની મ્હેર હશેરે, દુઃખ દાવાનળ દુર થશેરે,
તનથી ધનથી મનથી, કોઇ દીને મળશુ રે.—કોઇ૦

## ૩૨

નહીં જાવા દઉં પ્રાણઆધારરે, આપ વીના ગમે ન લગાર.—નહી૦
એક ઘડી વર્ષતુલ્ય હું જાણું, તમવિયોગે મરશે આ નારરે.–આ૦
નોધારી મુકીને જાઓ ન પ્યારા, અર્જ કરૂં આવારરે,—આપ૦
તમવિના નિરાધાર આ નારી, રહો હૈયાના હારરે.— આપ૦

## ૩૩

પતિ બોલો નહીં આવાર, જોડું હાથ પ્રાણાધારરે.—પતિ૦
અભાગણી હુંથી દુઃખ આપને, પડયું અપરંપારરે.—પતિ
તમ સુખસહુની હું શત્રુ થઇરે, કેમ મોત ન દીધું કિરતારરે.—પતિ૦
જીવવાની મને ઉમેદ નથીરે, જાઓ ઘાત કરી આવારરે—પતિ૦

## ૩૪

અરે જાઓ કહુંતો જીભ કપાય, વચન કહો કેમ ભણું;
સ્વામિ જુદા કેમ થવાય, સુખ નહિ સ્વપ્ને હવે ગણું.
કેમ મરણ ન આપ્યું હાય, વિયોગ પહેલાં વિધીએ;
એમ તરછોડી ન જવાય, ગવાશું આજની તિથીએ.
જાઓ કહુંતો જીભ કપાય, દુઃખ સહું મુજથી અતી;
રઝળશે આ કાય, થયે આપથી જુદા પતી.
જશો નોધારી મુકીને હાય, મુજ અબળા અનાથરે;
વલખી મરૂં હું નહીંરે જીવાય, સંગ લ્યો વ્હાલા નાથરે.

## ૩૫

જુલ્મ ઇશ કર્યો, સખિશિર દુઃખનો ઝરો;
ખબર પડી રાણીને બધી, હાય હવે ઉપાધિ બહુ વધી;
અરર હાય, શું રે થાય (૨) બળે જીવ માહરો.— સખી૦

## ૩૬

સાથે આવું મારા યારરે; સાથે આવું મારા યારરે૦

મિત્ર દુઃખે હું દુઃખી નહીં તો, ધીક્કક મારો અવતાર;
મેહેર કરીને લઇ મુજને, અર્જ કરૂં આ વારરે—સાથે
મિત્ર ધર્મ બજાવું આવખતે, એજ છે મારો વિચાર;
બાપ મારો તો શતરૂ થયો છે, ફિકરેવું આ ઠાર.—સાથે

૩૭

તુજ વિના મિત્ર હો મારા, કોણ ખબર લીયે મુજ દા",
સાચી યારી છે તુજના ચીત, સુકતા પામે ન દુઃખ કીંચિત,
એટલું બોલું પાસ તહારા.— કોણ૦
હવેખુશીથી જા આ વાર, માન વચન મુજ નિરધાર,
તારી પ્રીતિ અથાગ મમપ્યારા.— કોણ૦

૩૮

પ્રધાને બહુ બુરૂં રે કીધું, રાણીને ભંભેરી મારૂં ઘર લુંટી લીધું.
—પ્રધાને૦
દેશવટો વળી દીધો અમોને, દિલગિર દિલમાં થાઉં છું દયા
સિંધુ.—પ્રધાને૦
રાખે પ્રભુ તેમ રહેવું અમારે, નસીબ તણો વાંક છે જગબંધુ.
—પ્રધાને૦

૩૯

રજા દે ને તું આ વાર, (૨) હો મિત્ર મારા—રજા૦ હો૦
દુઃખ સહન નથી થાતું મારાથી (૨) સોગન ખાઇને કહું
તારા, (૨) હો૦ રજા૦
આતલવારે મારા પિતાની (૨) કરૂં ઘાત નિરધારા, (૨) હો૦ રજા૦
નફટ રાણીના ટુકડા કરૂં હું (૨) કાર્ય કીધાં નઠારાં (૨) હો૦ રજા૦
રાજ એનું પાયમાલ કરૂં હું (૨) જલદી જઇને આ વારા (૨)
હો૦ રજા૦
જુલ્મ સહન નથી થતો મારાથી (૨) કહું છું દોસ્તહે પ્યારા (૨)
હો૦ રજા૦

ધન્ય છે તમોને ભાઇ, સાચી એજ પ્રભુતાઇ;
સાચવી છે મિત્રતાઈ, રંગ છે તમોનેભાઇ.
અંતર અતિ પ્રસંન થાય, તમ મિત્ર પ્રસંશા ગાઇ;
પાડ માનશે તે ત્યાંય, વધારશે હા તમ વડાઇ.
નવે અવતાર આવી કાય, માનવું એ રીત ન્યાય;
નીતિ પ્રીતિથી રેહેવાય, નિશ્ચયે ન ભિતિ થાય.
નેક ટેક ને નિષ્ટાય, સાચવી તમોએ ભાઇ;
ઇશિ આપશે સહાય, રંગ છે તમોને ભાઇ.

૪૧

દીસોછો તો રાજવંશી તમે, ક્યાંથી કહો અહિં આવ્યાજી;
સંતાપ શાનો દુઃખ છે શાનું, કહો કોણે તમને સતાવ્યાજી.
કર્મકથા છે લાંબી અમારી, એમ કહે ન આવે પારજી;
ઇચ્છા હશે તો કહીશું પછીથી, આશ્રમ બતાવો આ વારજી.

૪૨

પ્રિત ધરવામાં દુઃખ ભારી, પ્રિતરીત છે બહુ ન્યારી,— પ્રિત
વિરહાગ્નિથી બળવું દાડી, પ્રિત રીત ન જાણે અનાડી.—
મરવું, બળવું, ભરવું, નયને બહુ વારી;— પ્રિત
સુખ વૈભવને રે દે છાંડી, પ્રેમી જન દે જીવને કહાડી;—
ખેદે, ભેદે, છેદે, ભિતરને ધા કારી.— પ્રિત

૪૩

પ્રેમને અમૃત ન જાણો એ છે ધાતક ઝેર,— ટેક
પ્રેમ પથે હું વીચર્યો તો, વલખી મરૂં છું આમ;
શાંતી સમાધાની મળે નહીં, દુઃખ દરિયાની લ્હેર,—પ્રેમ૦
ડુબી મુઝાતાં જીવ ન જાયે, અવગતિ અતિશે થાય;
દુર્દશા દેહની ઘણી, સુખની સાથે વેર,— પ્રેમ૦

૪૪

અરે અધમ રહે તું દુર, શુદ્ધિ કયમ ગઈ તારી રે;
એમ ગુમાવીશ તું તારૂં નૂર,— શુ૦

વગર ઓળખવે એમ— શુ૦
તુમાખી ન બતાવવી તેમ— શુ૦
હું છું ક્ષત્રી કેરો બાળ— શુ૦
એક ઝપટમાં આણું તુજ કાળ— શુ૦
આવ સામે થઇ કર સંગ્રામ— શુ૦
એક સપાટે બોલાવું રામ રામ— શુ૦
હવે દુર કેમ નાસે છે અધમ— શુ૦
આવ કહાડું તારો હું દમ— શુ૦

૪૫

શિદ ડરાવો હાલાં આપ, ડહાપણ ડોળી બોલો છો;
દોશ તમારો, ડગલે ડગલે પાપ પુંજ માથે લ્યો છે.
દીકરીને તમે કસાઇ થઇને, ગળે દીઓ છો રે ફાંસી;
અનાચારમાં, ચક્ચુર રહો પણ કરે તમારી જગ હાંસી.
બુડી મરો અરે મોં ન બતાવો, લાજ કેમ નહીં જરી આવે;
શુ રહયું કહો, આમ બુઢાપણમાં મોભો મર્તબો માન જાવે.
ધિક્ક ધિક્ક છે ધિક્ક અને વળી, મમ સસરાને પણ ધિક્કાર
સાઠ વર્ષના ડાણાં ડોરાં અક્કલના દુશ્મન ફિટકાર.

૪૬

શિયળ સાચવતાં ભલે મરૂં, ચિંતા તેની ન થાય;
પણ મુજ નાથ કેમ જાણશે, હું મૃત્યુ પામી આંય.—શિયળ
અધમ ઓધારણ ઇશ તું, લાજ રાખ આ વાર;
દુષ્ટને દંડ આપી કરી, વિપત્તિને વિદાર.— શિયળ
પાતિવ્રત ધર્મ ચુકું નહીં, કુળની વધારૂં લાજ;
પણ તે માટે કહુ કરગરી, આપ બળ મુને આજ.— શિયળ

૪૭

ફટ નફ્ફટ શઠ તું કપટ કરી, લાવ્યો મુજને હરણ કરી,
રોમ રોમ કીડા પડે તુજને, કોગળિયું આવે પાપી,
દુષ્ટ મતિના, અધમ કૃતિના, નહીં બેસે તું સ્થિર ઠરી.— ફટ૦

કુળદીપક થયા ક્ષત્રી બચ્ચો તું, ઓહોતેરે બોળ્યા પાપી.
વિશ્વાસઘાતી, જો તુજ જાતી, મુંઢમતિના જઇશ મરી.— ફ૨૦

૪૮

પ્યારી મારૂં કહ્યું તું તો માન, રે પ્યારી મારૂં કહ્યું તું તો માન;
લે ખાનપાન, દઉં હું માન, પ્યારી હું જાન, મારૂં તું માન —ટેક.
માનું આભાર, સમજ આ વાર, બચે ન જાન—
મારૂં તું માન,—પ્યારી૦
દયા તું લાવ, નેહનું નાવ, બહાલી ચલાવ,
મુઝ દે માન,—પ્યારી૦
કેમરે ખીજ, નહી શું રીઝ, તજું હું જાન,
નહીં કહ્યું માન,—પ્યારી૦

૪૯

દુષ્ટ વેગળો અહીંથી મર, પાપી મોત તારૂં ભમેરે
નથી માણસ તું છે ખર, પાપી૦
લે અધમ તારો તું પંથ, પાપી૦
તજી તકરારનો ખાલી તંત, પાપી૦
નહીં કાઢે તું કશું ફળ, પાપી૦
લે ચાખ તું અબળા બળ, પાપી૦
જોઉં કેવી વળે છે તુંને કળ, પાપી૦
ધિક્કક ગોઝારા અહીંથી ટળ, પાપી૦

૫૦

દુઃખી બહુ થશે (૨) કામાંધ કોઇ જે હશે.
નીરખી લ્યો બનાવ આજને (૨) વર્તો વિચારી સર્વ કાજને
કાળો કેર, ધિક્ક નમેર, જીવનો જશે.— કામાંધ.
અબળા નારીને ફસાવી દે (૨) શ્રાપ સતિના મુખે લહે,
કરે શોક, પાડીને પોક, કશું ન વળશે.— કામાંધ.

૫૧

માડી જુલ્મ શો આ મુજ ઉપર,
બળાત્કારે મારો કેવી કરડી નજર— મા૦

ચોરીમાંનીજ રંડાપો સાથે,
મંગળ પેહેલે ચુડી રગદું હાથે.— મા૦
બીજે મંગળે પ્રવર્તે પીડા,
તમ સર્વેનેરે પડશે કીડા— મા૦
ત્રીજે મંગળે મરણ હોય પ્રીછું,
તમારે ત્યાં જન્મ ન થાય એ હું ઇચ્છુ— મા૦
ચોથે મંગળે મમ ચિતા બળે છે,
દેહ ત્યાગીને જીવ દુષ્ટ ટળે છે— મા૦

પર

કરૂં પ્રસંશા શી તારી, ભાઇ પ્રતાપ હું આ વારી.—ટેક૦
તમે અતિ કીધો ઉપકાર, માનો ન લગાર,
એમાં શો ભાર, પ્રિય એની મારી.—ક૦
તુજવિણ એમ ન થાત, દુઃખ સર્વ જાત,
વ્યાજબી છે વાત, કહું છું વિચારી.—ક૦
મુજ તાતને ધિક્કાર, ઘટયો છે કાર,
બોલ ન લગાર, કહું પાસ તારી.—ક૦
પડી ધૂળ જીવ્યામાં મુજ, હવે ન પડે સુજ,
બુઢાપણની બૂજ, હાલત જોઇ મારી.—ક૦
જાણી ધો મને સજાય, ઉપજે લજાય,
હવે શું થાય, કહું હું પોકારી—ક૦
શરમ મને બહુ થાય, હવે શું વદાય,
જીભ આ કપાય, લાગ્યો ઘા કારી—ક૦
પેહેલે સમજ્યા નહિં આપ, હવે પરિતાપ,
કરેથી અમાપ, વળે શું ઉચ્ચારી—ક૦
નહીં ફરે હવે મુજબોલ, કર્યો છે તોલ,
રહોને અબોલ, ચાલો આ વારી—ક૦

**સમાપ્ત.**